# વિદ્યાભ્યાસ કરવા સંબંધી સૂચના.


કર્તા.

मगनलाल दलसुखराम शास्त्री.



વડોદરા.





"ન્યુ" ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું.

નડીઆદ.

સંવત. ૧૯૫૨ સને ૧૮૯૫-૯૬

પ્રત. ૨૦૦૦

કીમત ૦-૧-૦ એક આનો કલદાર.

## પ્રસ્તાવના.

આજકાલ વિદ્યાનો પસારો ઘણો થયો જાય છે. સંસ્કૃત, ઇંગ્રેજી, ગુજરાતી, મરાઠી, ફારશી, ઈત્યાદિ. વિદ્યાહિન મનુષ્યની ગણના પશુતૂલ્ય છે. માટે જેની તેની સ્થિતિના પ્રમાણમાં હરેકને વિદ્યાભ્યાસ કરવાની જરૂર છે.

વિદ્યાર્થિએ અભ્યાસ કરવા સંબંધી ઉપયોગી હકીકત અવશ્ય જાણવી જોઈએ એટલા સારૂ ટુંકાણમાં તેવી બાબત આ લઘુ પુસ્તકમાં સૂચનારૂપે જણાવવામાં આવે છે.

વડોદરા. }
તા. ૧ જુન સન ૧૮૯૬ }

કર્તા.

# અનુક્રમણિકા.

---

# વિદ્યાભ્યાસ કરવા સંબંધી સૂચના.

મનુષ્યમાત્રને પોતે પોતાના સકુટુંબ પરિવાર સુખ ચેનમાં દિવસ નિર્ગમન કરવાને સ્વભાવિક રીતે અપેક્ષા હોય છે. અને એ ઇચ્છા વિદ્યાભ્યાસ સંપૂર્ણ થયો હોય તો ઘણે ભાગે પાર પાડી શકાય છે. કમનસીબે એથી વિરૂદ્ધ બનાવ પણ કોઇ વખત જોવામાં આવે છે, કે બચપણથી તે અંત પર્યંત સઘળો વખત અભ્યાસમાં ગાળ્યા છતાં દુઃખ ભોગવવું પડે છે. આ રીતે બનવાનાં કારણ અનેક છે. તેમાં કેટલાએક નસીબને દોષ દેછે. કેટલાએક રાજ્યરીતિ ઉપર આરોપ મૂકે છે, કેટલાએક કાળનું બહાનું બતાવે છે, પરંતુ પોતાનું સુખ અન્ય સાધનો કરતાં વધારે ભાગે પોતાના ઉપરજ અવલંબીને રહેલું હોય છે.

હરેક જણને આખી જીંદગીનો આધાર વિદ્યાભ્યાસ ઉપર હોય છે, તેથી સ્થિતિના પ્રમાણમાં અભ્યાસ કરવાની જરૂર છે. આ મતલબ પાર પાડવાના ઇરાદા તરફ શિક્ષણને વિશેષ દોરવાથી બુદ્ધિ તિવ્ર થાય છે ખરી પરતુ જેમ તે તિવ્ર થાય છે તેમ ઓછી પણ થતી જાય છે.

શિક્ષણથી બુદ્ધિ ઓછી થાય છે એ કેટલાકને પ્રથમ તો આશ્ચર્ય જેવું લાગશે ખરૂ. પણ વિચાર કરીને બારીકીથી જોવાથી ખાત્રી થશે કે તે વધવાને બદલે ઘટે છે, એ નિર્વિવાદ છે. એ સંબંધે એક ઉદાહરણ નીચે બતલાવવામાં આવે છે.

આપણી પાસે સુંદર એક તરવાર છે. એ તરવારને જેમ જેમ સાફ કરવામાં આવે તથા ધાર વધારવામાં આવે તેમ તેમ તે ઘસાય છે અને તેમાં ઓછાપણું થાય છે. પરંતુ માત્ર ચળકાટ અને તિક્ષણ થવાથી તેનો દેખાવ અને ઉપયોગ સારો થશે એ ખુલ્લુ છે. તેજ પ્રમાણે બુદ્ધિ કેળવણીથી તેજ થાય છે પરંતુ વસ્તુતઃ ઓછી થાય છે.

વિદ્યાર્થિએ વિદ્યાભ્યાસ કરવા સંબંધી ઉપયોગી હકીકત અવશ્ય જાણવી જોઇએ એટલા સારૂ કેટલીએક બાબત જેવી કે, શરૂઆત કયી વયથી

કરવી, અભ્યાસ કેવી રીતે કરવો, તથા શીરીતે વર્તવું વગેરે વિષય ઉપર થોડામાં પણ અસરકારક વિવેચન આગળ કરવામાં આવે છે.

## વિદ્યાભ્યાસ શબ્દની વ્યુત્પત્તિ.

"વિદ્યાભ્યાસ" એની વ્યુત્પત્તિ વિદ્યાઅભ્યાસ "વિદ્યા" એમાં "વિદ્" એ ધાતુ છે જેનો અર્થ જાણવું થાય છે. "અભ્યાસ" એમાં "અભિ" ઉપસર્ગ અને "અસ્" ધાતુ છે "અભિ" એટલે પાસે "અસ" એટલે મેળવવું. એ બંને પદનો સામટો "અર્થ જાણીને પાસે મેળવવું," એ ઉપરથી 'વિદ્યાભ્યાસ" એટલે સમજીને ભણવું એમ નીકળે છે.

## કેળવણીથી થતા ફાયદા.

કેળવણીથી મનની સ્વતંત્રતા ઉત્પન્ન થાય છે, સત્યતા ધીમે ધીમે દાખલ થાય છે, વિચાર શકિતને ટેકો મળે છે, ખોટા ખરાની તથા સારા નરસાની પરીક્ષા કરવાની સમજ આવે છે, વ્યાપાર અગર હુનર કરવાને શક્તિમાન થવાય છે, માન મેળવાય છે, વખણાવાય છે, સુકીર્તિ પમાય છે, સ્થિતિમાં સુધારો થાય છે, જંગલીપણું નાશ પામે છે, સદ્ગુણથી થતા લાભ અને દુર્ગુણથી થતા નુકસાન વિષે ખાત્રી થાય છે, અને એવાજ બીજા ઉપયોગીને વ્યવહારીક ગુણો પણ પ્રાપ્ત કરી શકાય છે.

## અભ્યાસની વય.

બાલ્યાવસ્થાથી વિદ્યાભ્યાસની શરૂઆત કરીયે પરંતુ અભ્યાસનો સર્વ આધાર તનદુરસ્તિ ઉપર છે અને અભ્યાસ શ્રમ વગર થઇ શકતો નથી તેથી પરીણામે ઘણીક બાબતમાં લાભકારક ફળ ભાગ્યેજ નીવડી શકે, કેમકે પાંચ છ વર્ષ સુધી સમજ શક્તિ તથા શરીરની મજબુતી વગેરે જોઇએ તેવી હાલતમાં હોતી નથી. ઉપર કહેલા કારણથી આઠવર્ષની વય થાય ત્યારે અભ્યાસ શરૂ કર્યો હોય તો સઘળી બાબતમાં પ્રથમના કરતાં કંઇક ફેરફાર થએલો હોય છે. માટે આગળ ઉપર ઘણે ભાગે હરકત વેઠવી પડતી નથી તેથી તે વખતથી આરંભ કરી ઓછામાં ઓછાં બાર વર્ષ વિદ્યાભ્યાસ કરવાની અવશક્યતા છે.

## અભ્યાસ કેવી રીતે કરવો.

અભ્યાસની શરૂઆતથીજ લક્ષ પૂર્વક વાંચવું કે જેથી આખરે હદ ઉપરાંત શ્રમ કરવો પડે નહીં. વાંચતી વખતે ઉતાવળ કરવી નહી. તથા ઉચ્ચાર બદલવો નહીં. શીખી ગયા હોઇએ તે વારંવાર તપાસી જવું કેમકે આગળ નવું શીખવાથી અગાઉનું યાદદાસ્તમાંથી જતું રહેવાનો સંભવ છે. તેથી વાર તહેવારની રજા અને બીજા ફુરસદના વખતમાં આ પ્રમાણે તાજુ કરતા રહેવાની ટેવ રાખવી જોઇએ.

વાંચતાં કરતાં લખવાથી વધારે સારૂ યાદ રહે છે. માટે મહત્વની બાબત ઉપર સારાંસ લખી કાઢવાથી યાદ રહેવામાં તથા ફરી જોઈ જવામાં ઘણું ઉપયોગી પડે છે આ પ્રમાણે જે સારાંસ લખવાનો હોય તે સારૂ એક નાની ચોપડી બાંધવી અને તેમાં સ્પષ્ટ સમજાય તેવું લખવું કે જેથી વાચવામાં હરકત પડે નહી.

આંક, ગણીતની રીતો, સંસ્કૃત, અને ઇતિહાસ, ભૂગોળ વગેરે એવાજ પ્રકારની બીજી બાબત મોઢે કરવી તે વધારે સારૂ છે કારણકે પરીક્ષા વખતે જવાબ લખવામાં મનને મહેનત પડે નહીં.

જે વિષય સમજી શકાય તેવો ન હોય તે શિક્ષક અગર જેને તેનું સંપૂર્ણ જ્ઞાન હોય તેની પાસેથી શીખી લેવો. નિશાળમાં જે બતલાવવામાં આવે તે ઘેર આવી તૈયાર કરવું. કેટલાએક ભણનારા મહતા જણાવવા સારૂ વધારે વધારે શીખી મન દે મહેનત કરી શકતા નથી તેથી પરીક્ષામાં નાપાસ થાય છે. માટે પાસ થઇ સુખ મેળવવાની ઉમેદ રાખનારાએ તેમ કરવું નહીં.

આ વિષયમાં નીચેની બે બાબત ધ્યાનમાં રાખવા જેવી છે.

**(૧) અભ્યાસનું સ્થળ.**

**(૨) અભ્યાસનો વખત.**

**(૧) અભ્યાસનુ સ્થળ:—ઘણા માણસનો સંચાર, ઠોકઠાક, ને ઘોંઘાટ થતો હોય એવી જગ્યાએ મન એક સરખુ રહી શકતું નથી, અને ગંદકીથી ખરાબ હવા તથા અનેક વિકારના જીવજંત ઉત્પન થાય છે. માટે હમેશ ભણવા બેસવાની જગ્યા એકાંત અને સ્વચ્છ હોવી જોઇએ જેથી અભ્યાસ તથા તનદુરસ્તિ વગેરેમાં બિગાડ થાય નહી.**

**(૨) અભ્યાસનો વખત:**—પદાર્થમાત્ર મૂલ્યવાન છે, પરંતુ વખતતો અમૂલ્ય છે. અને તે પાણીના રેલા માફક ઝપાટા બંધ ચાલ્યો જાય છે, તેથી એક ક્ષણ પણ નકામી જવા દેવી નહીં, કંઈને કંઇ ઉપયોગી કામ કરવું. હાલના શીખનારા ઓછી બુદ્ધિ, ટુંકી નજર તથા અશક્ત હોવાને લીધે ઋતુને અનુસરી બપોરની વખતે મન સાફ ન હોવાથી તથા ટુંકી નજરને લીધે રાત્રે વાંચવાથી આંખને ઇજા થાય માટે સવારમાં અને સાંજની વખતે નજીવાં કામમાં તથા રમત ગમતમાં બધો વખત ન ગુજારતાં પોતાનો પાઠ તૈયાર કરવામાં કાઢવો એજ ઠીક કહેવાય.

---

## વિદ્યાર્થિની વર્તણુક.

અભ્યાસ કરવામાં વિદ્યાર્થિએ શી રીતે વર્તવું એ બાબત હેઠળ કહેવામાં આવે છે.

અભ્યાસના આરંભથી તે અંત સુધી બ્રહ્મચર્ય રાખવું, જૂઠું બોલવું નહીં. સવારમાં વહેલા ઉઠવું. અતિશય ઉંઘવુ નહી, માતાપિતા, વડીલ, અને ગુરૂની આજ્ઞાનું ઉલંઘન કરવું નહી. ભણવાની ચોપડીઓ સ્વચ્છ રાખવી, નિરૂપયોગી ચીજ ખરીદવી નહી, ચોરી તથા પારકુ ઓળવવાની ઇચ્છા કરવી નહીં, ગર્વ કરવો નહીં, ધીમેથી ને નમ્રતાથી બોલવુ. નિંદા કે ખોટાં વખાણ કરવાં નહીં. કામ વગર કંઈ જવુ અગર બોલવું નહીં, ખાધા પીધામાં વધારે સ્વાદ કરવો નહીં, અભ્યાસનો વખત ગુમાવી ન્યાત જાત અને સગાં વહાલાંમાં જમવા ખાવા તથા લગ્ન, મરણ વગેરે પ્રસ્તુતમાં ઝાઝું જવું નહી પહેરવાનાં કપડાં ધોઈને સાફ રાખવાં, નૃત્ય, ગીત, તમાસા વગેરે જોવામાં બહુ વખત જવા દેવો નહીં. વખતસર નિશાળમાં જવું, બેસવાની જગ્યા સારૂ ટંટો કરવો નહીં. અગત્યના કામ વિના ગેરહાજર રહેવું નહીં. જરૂર વગર નિશાળ બદલવી નહીં. જુગાર રમવો નહીં. હિંસા કરવી નહી, વર્ગમાં ને ઘર આગળ પરચુરણ વાતમાં મતલબ સિવાય ઉભા રહેવું નહી, હળી મળીને ચાલવું, સુખ દુઃખનો હર્ષ શોક કરવો નહી, ચાડી ચુગલી કરવી નહીં, વચન આપવું નહીં, શાણા ને સમજુ છોકરાની દોસ્તી કરવી. ઘણા માણસની મંડળીમાં વગર બોલાવે જવું નહીં, સ્ત્રીઓની પાસે ખરા કામ વગર રોકાવું નહીં, શ્રૃંગાર ને નાટકનાં પુસ્તક વાંચવાં નહીં, સારૂં નઠારૂં

સહન કરવું, જૂઠું ઇચ્છવું નહીં, ગુસ્સો કરવો નહીં, સંતોષ રાખવો, અને દુર્વ્યસન જેવાં કે અફીણ, ભાંગ, ગાંજો, દારૂ વગેરે રાખવાં નહીં.

ઉપર કહેલા વિષયમાં ઘણી બાબતછે તેમાંની મુખ્ય પાંચ હેઠલ પ્રમાણે.

**(૧) શરીર સંરક્ષણ તરફ ખ્યાલ.**

**(૨) સ્વધર્મ વિષે આસ્થા.**

**(૩) શિક્ષક સાથે કેમ વર્તવું.**

**(૪) કુટુંબમાં શી રીતે ચાલવાથી સુખ થાય.**

**(૫) મિત્ર સાથે શી રીતે વર્તવું**

**(૧) શરીર સંરક્ષણ તરફ ખ્યાલ:—** અભ્યાસ કરનારાએ દેહને માફક આવે તે ખોરાક ખાવો, ઘણા દિવસનુ ભરી મૂકેલુ ખરાબ હવાવાળુ પાણી પીવું નહીં, સુવા બેસવા સારૂ ખુલ્લી ને સ્વચ્છ જગ્યા રાખવી, મહેનત કરવી તે ગજા ઉપરાંત કરવી નહીં. બોજો ઉઠાવવો તે ઉપાડી શકાય તેટલોજ લેવો કારણ કે જો પોતાનાથી ન ઉપડે તેટલો બોજો ઉઠાવેતો કાંતો પોતે પડી જાય અગરતો બોજો પડી જવાથી તે બોજા વાળી વસ્તુનો બિગાડ થાય જેથી બમણું નુકશાન થયું કહેવાય, એકતો પોતાને ઇજા ને બીજુ વસ્તુનું નુકશાન, માટે શક્તિ ઉપરાંત કંઇ કરવું નહીં, અને કરે તો જે થોડું કરી શકે તે પણ થાય નહીં માટે એવી રીતે વર્તવું કે અભ્યાસ અને આરોગ્યતામાં ખલેલ થવા પામે નહીં.

**(૨) સ્વધર્મ વિષે આસ્થા:—**ભણનારે ધર્મગુરૂના કહેવા મુજબ સ્વધર્મમાં રહી પોતાના ઇષ્ટ દેવ ઉપર પ્રીતિ રાખવી કે તે પ્રસન્ન થઇ લૌકીક, અલૌકીક સુખ આપે અને પુનઃ જન્મમરણના ફેરામાંથી દૂર કરે.

બ્રાહ્મણની, તથા ભક્ત વગેરેની ચેષ્ટા કરવી નહીં, ને એવી રીતે રહેવું કે કોઇ ન કહી શકે કે અધર્મી છે, ધર્મ ઉપર આસ્થા નથી.

**(૩) શિક્ષક સાથે કેમ વર્તવું:—** શિક્ષક એ પણ એક પિતા છે તેથી એવી રીતે ચાલવું કે તેમની ઇતરાજી થાય નહીં. તેમણે જે કામ સોપ્યું હોય તે કાળજીથી કરવું. કાર્ય પ્રસંગે બને તેટલી મદદ કરવી, ખરી ખોટી નજીવી વાતની તકરાર કરવી નહીં, જાણે અજાણે ગુન્હો થયો હોય તો સાચે સાચી હકીકત જાહેર કરવી પરંતુ છુપાવવાની કોશીસ

કરવી નહીં, કેમકે આપણા સારા તરફ તેમની ઇચ્છા હોવાથી જો ભૂલ હોય તો તે સુધારે છે. માટે પરમેશ્વરની પ્રાર્થના કરવી કે અમારા શીક્ષકનું સારૂ થજો જેથી અપાર દુઃખરૂપી સંસારમાં વિદ્યાભ્યાસને સન્માર્ગના ઉપદેશથી સુખ પામીએ.

**(૪) કુટુંબમાં શી રીતે ચાલવાથી સુખ થાય:—** વિદ્યાર્થિએ પોતાના કુટુંબમાં સલાહ સંપથી રહેવુ. ઘરમાં કોઇને માંદગી અગર કંઇ દુઃખ થાય તો તેમાંથી જલદી મુક્ત થાય તેમ કરવા બનતો પ્રયાસ કરવો. પોતાને કાંઇ કાર્ય કરવું હોય તો ઘરના તમામ માણસની સલાહ લેવી અને તેમાં જે ઘણા મત થાય તે કરવું. પરંતુ આપમતિયા થઇ કરવું નહીં.

ખાવા પીવાની ચીજ બધાને આપી પોતે લેવી, એકલપેટા થઈ બધી કે વધારે લઇ લેવી નહીં. આ પ્રમાણે વર્તવાથી કુટુંબમાં હરેક જણની પ્રીતિ વધે છે. અને જેમ સુખી થાય તેમ કરવા તત્પર રહે છે.

**(૫) મિત્ર સાથે શી રીતે વર્તવું:—** વિદ્યાભ્યાસિએ ભાઇબંધને કુટુંબના માણસ તરીકે ગણવા, કારણ કે સગાં વહાલાં કરતા તે કાંઇ ઓછી પ્રીતિ કરનાર નથી, સુખ દુઃખના જાણનાર છે, સંકટની વખતે સાથ થનાર છે, કદાચ મિત્રમાંથી કોઇને પૈસાની જરૂર પડે તો આપતા પહેલાં તેની પાત્રતાનો પુખ્ત વિચાર કરવો, પૈસો એ એક બીજાને વેર ઉત્પન્ન કરાવે છે. માટે આપવો તો માગવો નહી, અગર લેવાને સખ્તાઇના ઇલાજ નહીં લેવા પડે એવા ધોરણ ઉપર ખ્યાલ રાખી આપવો અથવા આપવોજ નહીં, પરંતુ એમ કરવું કે તેમને માઠું ન લાગે અને આવેલી અડચણ દૂર થાય. મિત્રની સંભાળ સખવી, જે કહે તે માન્ય કરી તેમનો ઉપકાર માનવો. મિત્રનો ધર્મ છે કે પરસ્પર એક બીજાના અવગુણ હોય તે સુધારવા.

---

## પરીક્ષા કેમ પાસ થવાય.

પરીક્ષા વખતે મન શાંત અને ગંભીર રાખવુ. પ્રશ્નનો કાગળ એક કરતાં વધારે વખત વાંચવો. જવાબ આવડે તેવો હોય તેવા

૬૩૫૦

સવાલ પ્રથમ લખી તેના ઉપર નિશાન કરવું, લખવામાં પ્રસ્તાવના કે સમાપ્તિ માફક કાંઇ લખવુ નહીં, તેમ ચેર ચુથ કરવી નહીં. જવાબ હમેશાં એક બાજુએ સ્પષ્ટ સમજાય તેવા લખવો, કાગળને મથાળે એક બાજુએ પોતાનું નામ તથા નંબર અને બીજી બાજુએ અનુક્રમ નંબર લખવો કે પરીક્ષકને સમજવામાં હરકત આવે નહીં. પરીક્ષા વખતે પોતાની પાસે કંઇ પુસ્તક અગર કાગળ રાખવો નહીં. પાસે જે બેઠેલા હોય તેમનામાંથી કોપી (નકલ) કરવી નહીં અને કરવા પણ દેવી નહીં. પરીક્ષાના હોલમાં ગયા પછી કંઇ શંકા કરવી નહીં પરીક્ષક અગર બીજા કોઈ ઉમેદવારની મદદ માગવી નહીં કોઇને કંઇ પૂછવું નહીં તેમ કોઇને કંઇ કહેવું પણ નહીં પોતાને આવડે તેટલુ પોતે લખવું.

[ સમાપ્ત. ]

## સુચના.

આ લઘુ પુસ્તકના કર્તા તરફથી, અનંત ચતુર્દશીની કથા, સંસ્કૃત શ્લોક અને તેની ગુજરાતીમાં ટીકા સહ પુસ્તક બહાર પડેલ છે તે તથા નીચે લખેલાં પુસ્તકો નીચે લખેલે ઠેકાણેથી તેની સામે લખેલી કીમતે મળશે.

નવસારી. રા. રા. ભુખણદાસ રામદાસ ઠે. પટવાશેરી.

વડોદરા. રા. રા. મગનલાલ દલસુખરામ શાસ્ત્રી આજવાડા ચકનીયાપોળ

| | કીમત કલદાર | ટપાલ ખર્ચ |
|---|---|---|
| ૧ સર્પ ડંશનો ઇલાજ | ૦–૬–૦ | ૦—૦—૬ |
| ૨ કરજ વિષે વિચાર | ૦–૪–૦ | ૦—૦—૬ |
| ૩ પરીક્ષા પાસ થવા સંબંધી સૂચના | ૦–૨–૦ | ૦—૦—૬ |
| ૪ અનંત ચતુર્દશીની કથા | ૦–૨–૦ | ૦—૦—૬ |
| ૫ પ્રશ્નપોથી યાને શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યમાં મુલકી ખાતાની પરીક્ષામાં સ. ૧૮૮૫ થી સ. ૧૮૯૫ સુધી વર્ષ અગીયારમાં આવેલા લેખી પ્રશ્નોનો સંગ્રહ. | ૧–૪–૦ | ૦—૧—૦ |
| ૬ વિદ્યાભ્યાસ કરવા સંબંધી સૂચના | ૦–૧–૦ | ૦—૦—૬ |